# જ્વર નિદાન



સર્વ હક સ્વાધીન.

પ્રગટ કર્તા

નાથુભાઈ નરશીંગદાસ વૈદ્ય.

શ્રી ૧।

શરીર સંમ્પતી જાળવવી એ મનુષ્યનું મુખ્ય કામ છે. સાધારણ માણસ પણ સમજી શકે એવા પરીક્ષા કરવાના લક્ષણો કારણો સહીત

# જ્વર નિદાન.



કર્ત્તા


## નાથુભાઇ નરશીંગદાશ વૈદ્ય.

મુ૦ માધર.





સને ૧૮૬૭ના ૨૫માં એકટ પ્રમાણે રજીસ્ટર કરાવી છે.

પ્રથમા આવૃત્તિ. પ્રત ૧૦૦૦

સં. ૧૯૭૭. શને ૧૯૨૧.

કીં. રૂા. ૦-૬-૦.

# પ્રસ્તાવના.

આ ચોપડી રૂપ જ્વર નીદાન ગ્રંથકારની વીનુતી આપણા ગુજરાતની પ્રજામાં પ્રચલીત કરવાની ખાશ જરૂર ધારીને શ્રમ કરી પ્રગટ કરવામાં આવે છે તેનો સદુપયોગ ગ્રહસ્થ વર્ગ કરશે તો શ્રમ સફળ થયો માનવામાં આવશે. અમાં ટુંકામાં વીવેચન કરવામાં આવ્યું છે. સરળતાથી સમજી શકાય એવા લક્ષણો કારણો કહી બતાવ્યાં છે.

સાધારણ રીતે દરેક વર્ગ સમજી શકીને શરીર સંબંધી ઉપદ્રવ સમજવામાં આવવા જોઇએ.

શરીર (દેહ) પ્રાપ્ત થયો તો તેને લગતા અકસ્માતો જાણવા સમજવા એ મુખ્ય પહેલું કામ છે. અહીં સૌ સમાજનો રીવાજ પડશે ત્યારે દેવાશે એવો છે. પણ આ શરીર યંત્ર બાબતમાં બને તેટલું જાણવામાં આવે તે ઓછું સમજવું. લખવામાં જે ભુલ હોય તે વાંચક વર્ગને સુધારી વાંચવા વીનંતી છે સંદેહ માટે પણ લખવાથી જવાબ આપવામાં આવશે.

કર્ત્તા નાથુભાઇ નરશીંગદાસ.



# અનુક્રમણિકા.

# જ્વર નિદાન.

## તાવ.

તાવ એ શરીરના સહુ રોગોમાં મુખ્ય છે. શરીરના વીકારમાં એની ઉત્પત્તી થાય છે. એથી કરીને ગ્રંથકારો તરફથી સર્વ રોગોમાં તાવને પ્રધાન માનવામાં આવ્યો છે.

તાવ કેવા દોષોથી આવે છે તેના લક્ષણો વીગેરે લોકોના જાણવા બહાર હોય છે માટે ગંભીર જ્વરો તાત્કાલ અટકાવવાનાજ પ્રયત્નો કરવાનો સાહસ કરાવવામાં આવે છે. ઉપચારકો પણ દરદીના સમાધાન માટે તેના વીચાર પ્રમાણેજ વીકરાળ ઉપાયો ચાલુ કરવા મંડી જાય છે, પણ રોગીને લક્ષણ, કારણ તથા મુદત સમજાવી શકતા નથી. સમજાવવામાં કે રોગ સારો થવામાં વિલંબ થાય વિગેરે કહેવામાં ઉપચારકો પોતાને ધંધાને ખામી લાગે એમ માને છે. પણ જેટલી મુદતે જે દોશ શાન્ત થાય તેટલી મુદત દરદીને દઢીભુત રહેવા સમજાવી શકતા નથી માટે ઉપર બતાવેલા જલદ ઉપાયોથી દરદીનો ધાત કરવામાં આવે છે એનો અર્થ એમ માનવો કે દરદી સાજો થઇને રહેલા દોષને તદન મટાવી શકતો નથી એટલે એ દોષ પોતાની જીંદગી સુધીનો સંબંધ

કરી દે છે. બે ત્રણ માસે વૈદ્ય ડાકતરની જરૂર યુવાન વૃદ્ધ બાળક દરેકને પડે છે. આવો જમાનો ચાલવાનું કારણ લોકો કળીયુગ વગેરે સમય કાળના માથે ઉતારી મન વાળે છે.

પણ એમ માનતા નથી કે આપણામાં કસર રહી ગઇ છે તેની શોધખોળ વૈદ્ય પાસે ધીરજથી થવા દેવી તોજ આપણો શરીર નીર્વાહ સારી રીતે ચાલશે.

વૈદ્ય ઉપર વીશ્વાસ ન બેસે તો પોતાને નહીં અનુકુળ એવા અહારવીહારનો ત્યાગ કરે એટલુંજ બસ છે આ ઉપરથી એમ માનવાનું નથી કે દવા ખાવામાં જીંદગી પુરી કરવી.

પણ જેવો દોષ તેટલો વખત ઘટીત ઉપચાર કરવા, તેમાં બીલકુલ કંટાળો થવો જોઇએ નહીં.

ઉપચારના અતી શેવનથી કાંઇક દેશત (ભય) માનવામાં આવે છે એ વાત ખોટી શંકા જેવી છે કારણ આપણા શાસ્ત્રકારો તરફથી જે પ્રયોગ ઉપચાર પદ્ધતી વીગેરે રચવામાં આવેલ છે એ કાંઇપણ અવગુણકારક નથી. પણ લાંબે વખતે પણ કાયમનો પ્રાયદો આપનાર છે. તેમ નહીં તો આપણા શાસ્ત્રકારોના ઘટીત અઘટીત સેવન પદાર્થ અહાર વીહાર વીગેરેની મર્યાદાયુક્ત વર્તન થવાથી સંસારનો આનંદ સુખ સંપત્તી વીગેરે પ્રાપ્ત કરવા શરીર શક્તિમાન થાય છે.

વળી કહેવાની જરૂર છે કે ઉપચારક બરાબર નીદાન સમજી શકે છે કે નહીં. તેનો ખ્યાલ બારીકીથી કરવો જોઈએ. ને તેના વીશ્વાસપર જીંદગી શોંપવી ઘટીત છે કે નહીં. એવી સમજ સામાન્ય લોકોમાં આપવી કઠણ છે માટે આ ટુંકામાં જ્વરતું વિવેચન કરવામાં આવે છે તેનાથી ઉપચારકને પારખવાની શક્તિ વાંચકવર્ગને આવવી મુસ્કેલ નથી.

પહેલો જ્વરનો વીષય ચર્ચવાનું કારણ એ કે જ્વર એ હાલ તો એટલો બધો વૃદ્ધીગત થયો છે કે કોઈપણ તાવ નહીં આવ્યો હોય એવો એક હજાર માણસમાં એક હોય છે. આટલો બધો તાવના જુલમી પ્રકાર ચાલે છે તો પણ એનાપર પુરતું ધ્યાન અપાતું નથી. ને એની સમજ લોકોમાં પ્રસરવાની પ્રેરણા બીલકુલ છે નહીં. ફક્ત તાવ અટકાવીનેજ આનંદ માનવામાં આવે છે આ ઉપરથી કહેવાનું એટલુંજ કે સન્નીપાત જ્વર બે દોષ વાળા જ્વર વીગેરે બળવાન જ્વરો પણ આધુનીક જલદ દવાઓ પ્રવાહના તરીકે યોજના કરવામાં આવે છે એ જીર્ણ માંદ ખોટી ગરમી જેવા અસાધ્ય વ્યાધી વધી પડવાનું મદદનું પ્રદર્શન હોય એવો ભાવ ભજવે છે.

હવે મારો આ બધું ટાયલું ગણો કે વિવેચન ગણો એનો ટુંકામાં કહેવાનો ભાવાર્થ એજ કે ઘણે ભાગે

આપણે રોગોના લક્ષણો ને કારણો સમજી યાદ રાખવાં.

લક્ષણો એટલે રોગીને થતાં ચીન્હો ને કારણો એટલે રોગ કેવા અહાર વીહારથી ઉત્પન્ન થયો અને કારણો જાણવા. દોષ એ મુખ્ય છે પણ કારણો શીવાય દોષ કોપીત થતા નથી. માટે કારણો ઉપર વીશેષ ધ્યાન આપવું ઘટે છે.

શંકરના કોપથી જ્વર પ્રગટ થયો છે શરીર શંહાર કોઇપણ રોગમાં જ્વર સિવાય થતો નથી. (રોગી જ્વર યુક્ત પ્રાણ તજે છે) શંકર પરમાત્માને સૃષ્ટી સંહાર કરતા ગણવાનું પ્રયોજન જ્વરના પ્રગટ કરતા હોવાને લીધે મનાય છે.

## તાવના પ્રકાર.

તાવના ૮ પ્રકાર છે આઠ જાતનો તાવ ગણાય છે.

| | | |
|---|---|---|
| ૧ વાતજ્વર | એક દોષથી આવનાર તાવ | |
| ૨ પીતજ્વર | એક દોષથી આવનાર તાવ | |
| ૩ કફજ્વર | એક દોષથી આવનાર તાવ | |
| ૪ વાતપીતજ્વર | બે દોશથી આવનાર તાવ | દ્વંદ્વજ |
| ૫ વાતકફજ્વર | બે દોશથી આવનાર તાવ | દ્વંદ્વજ |
| ૬ કફપીતજ્વર | બે દોશથી આવનાર તાવ | દ્વંદ્વજ |

૭ સન્નીપાતજ્વર ત્રીદોશ ત્રણ દોશથી આવનાર તાવ.
૮ આંગનતુકજ્વર વાગવાથી, પડવાથી, ભયથી, ચમકથી કામક્રોધથી, ત્રાસથી, ઝેરથી, શ્રાપથી, ભુતાદી દોશથી આવનાર તાવ.

## તાવનું કર્મ.

રૂતુના ફેરફારથી, હવા, પાણી, અહાર, વીહાર, વગેરેના અનીયમીત યોગથી શરીરમાં કફ પીત્ત વાયુ વગેરે વૃદ્ધો થઇ કોપીત થઇ જઠરમાં તેના દોષો જવાથી જઠરાગ્નીની ગરમીને લોહીમાં બહાર લાવે છે એને તાવ કહેવાય છે.

## વાતજ્વર લક્ષણ.

વાયુથી આવે છે. એ વૃષારૂતુમાં આવે છે.

બંધ કોશ, પેટ ચઢવું, બગાસા ઘણાં આવવાં, પેટમાં દુખાવો થવો, મસ્તકમાં વેદના, હ્રદયમાં વેદના, ગાત્રોમાં વેદના, મોઢાંમાં ફીક આવવી, કાનમાં ગણગણાટ થવો, મુખ તાળવું ને કંઠનું સુકાવું, શોષ પડવો, છાતીમાં દરદ ખાલી ઉબકા, સુકી ખાંશી, ઊંઘ ન આવવી, અન્નનું નહીં પચવું, થાક ચઢવો, ભ્રમ થવો, બકવું ગમે તે વખતે ચઢે ને ઉતરે, એ લક્ષણવાળો તાવ વાતજ્વર માનવો. આમાંના થોડાં લક્ષણોવાળો હોય તો જલદી આરામ થઇ જાય છે.

કારણો—ભારી પદાર્થ બહુ ખાવાથી, થંડા પદાર્થ બહુ ખાવાથીં ચીકણા પદાર્થ બહુ ખાવાથી, અતી મહેનતથી, ઝાડા પેસાબના વેગને રોકવાથી બહુ ઉપવાસથી ઉદ્દ્વેગથી, શોકથી, લોહી વધુ નીકળવાથી, ઉજાગરાથી આવા પોતાની સહન શકતીથી વીશેષ અહાર વીહાર થવાથી વાતજવર આવે છે.

# પીત્તજવરના લક્ષણ.

શરદ રૂતુમાં આવે છે.

એકદમ શરીરમાં તાવનો વેગ થવો. પ્રથમ ઝાડો આવવો, ઉલટી થવી, પરસેવો થવો. બકવાટ થવો, મોંઢાનો સ્વાદ તીખો લાગવો, શરીરમાં બળત્રા થવી, ઊન્મત થવું, પાણીનો શોષ થવો, મળ ને પેસાબનો રંગ પીળો થવો, આંખ ચામડીનો રંગ પીળો લાગવો, ફેર ચઢવા, મોહું હોઠ પાકવા, ગળામાં દુ:ખાવો થવો, જીભપર ફોલ્લા થવા, મુખ કડવું લાગવું, ભ્રમ થવો, મોહ થવો, પસીનો થવો, ગરમી વધારે જણાવી બપોરે મધ રાત્રે ખાધેલું પચવાના વખતે ચઢવું કે વધવો એ લક્ષણવાળો તાવ પીત્તજવર માનવો. આમાંના ઓછાં લક્ષણહોય તે જલદી આરામ થાય છે.

કારણો-ગરમ અતી ઉના ખોરાકના શેવનથી અતી ખાટા પદાર્થ ખાવાથી અતીખારા, અતી તીખા પદાર્થ ખાવાથી ક્ષારથી, અજીર્ણ કરવાવાળા પદાર્થનું શેવન કરવાથી તીક્ષ્ણ ધુમ્રથી સંતાપના સેવનથી, શકતી ઉપરાંત વધારે પરીશ્રમના સેવનથી પકૃતીને વીષમ પડતા પદાર્થ ખાવાથી ભુખથી, સવાયું, દોઢું પેટ પંપાળીને ખાવાથી સરદ રૂતુના શક્ત તાપના સેવનથી ઇચ્છા થાય તેવા પદાર્થ તુરતને તૃપ્તી થાય તેમ ખાવાથી આ પીત્તજ્વર આવે છે.

## કફજ્વરના લક્ષણ.

કફથી આવે છે અને વસંત રૂતુમાં આવે છે.

એકદમ જ્વરનું પ્રગટ થવું, મોઢું મોળું લાગવું, ભીનાં કપડાં શરીરે વીંટયાં હોય એમ લાગવું, બકારી આવવી, રૂવાંઠાં ઉભા થવાં, ઘેન આવવું, સલેખમ-થવો, ઉધરસ આવવી, અમાવો, આંખો સફેત થવી શરીર ભારી લાગવું, અગ્ની મંદ થવો શ્વાસ, આળસ, ટાઢ લાગવી, ખાધા પહેલાં પહેલી રાતે આવવાનો વખત એ લક્ષણોવાળો તાવ કફજવર માનવો. આમાંના થોડા લક્ષણો હોય તો થોડાજ વખતમાં મટી જાય છે.

કારણો—ચીકણા પદાર્થનાં સેવનથી મીઠાસવાળા પદાર્થના સેવનથી, ભારી પદાર્થના સેવનથી, ઠંડા શીતલ

પદાર્થના સેવનથી, ખાટા, ખારા, તીખા પદાર્થના સેવનથી, દીવસે ઊંઘવાથી, અતી હર્ષથી, પરીશ્રમ બીલકુલ નહીં કરવાની, કફવર્ધક પદાર્થનું અધીક સેવન કરવાથી, વસંત રૂતુના તાપના અતી સેવનથી, કફ જવર આવે છે.

## વાત પીત્ત જવર.

દ્વંદ્વજ જવર.

લક્ષણ—તરસ, મુર્છા, ભ્રમ, બળત્રા થાય, ઊંઘ ઉડી જાય, માથામાં સુળ ફુટે, ગળામાં મોઢામાં શોષ પડે લુખું પડે, ઉબકો (બકારી) થાય, રોમાંચ થવાં, અન્નપર અભાવો, એકદમ અંધારામાં પડયા જેવું લાગવું, સાંધાઓ જુદા થઇ જતા લાગવા. આવાં મીશ્ર લક્ષણો વાળો તાવ, વાતપીત્ત જવર માનવો. એ રૂતુ ફેર થાય ત્યારે એનો ઉપદ્રવ થાય છે.

## વાત કફ જવર.

દ્વંદ્વજ જવર.

લક્ષણો—શરીરપર ભીનાશ જેવું લાગે, સાંધાઓમાં તીવ્ર કળતર, ઊંઘ ઘણી આવે, અંગ જડ (સુન્ન) જેવું લાગે માથાપર ભાર મુકયો હોય એવું લાગે, સળેખમ તથા ખાંસી થઇ આવે, શરીર ધીકે છે. તાવની ગતી મધ્યમ (સાધારણ રહે છે) આવાં મીશ્ર લક્ષણોવાળો વાતકફ જવર માનવો. એ રૂતુ ફેરના વખતે ઉપદ્રવ થાય છે.

# કફ પીત જ્વર.

દ્વંદ્વજ જ્વર.

લક્ષણો—મોઢું કડવું લાગે છે, તથા મોઢું ચીકણું લાગે છે, ઘેન ચઢે, આંખો મીંચાય, બરાબર શુદ્ધી ન રહે, ઉધરસ થાય, અન્નપર અરૂચી, શોષ પડે, મીથ્યા શોષ પડે, વારંવાર ટાઢ લાગે, તેમ ગરમી (ઉબાટો) લાગે, આવાં મીશ્ર લક્ષણોવાળો તાલ કફપીત્ત જ્વર માનવો. રૂતુના ફેરફાર વખતે એનો ઉપદ્રવ થાય છે.

# સન્નીપાત જ્વર.

(ત્રિદોશ જ્વર.)

સન્નીપાત જ્વર ત્રણે દોષ કોપીત થવાથી આવે છે એટલે ત્રીદોષ નામથી પ્રસીદ્ધ છે.

સન્નીપાતના ૧૩ ભેદ છે.

૧૩ ભેદના નામ—સંધીક, અંતક, રૂગ્દાહ, ચિતવીભ્રમ, શીતાંગ, તંદ્રીક, કંઠકુબ્જ, કર્ણક, ભુગ્નનેત્ર, રક્તષ્ઠીવી, પ્રલાપક, જીહ્હક, અભીન્યાસ આ પ્રમાણે સન્નીપાતને વૈદ્યકશાસ્ત્રે તેર જાતના કહ્યા છે.

# સન્નીપાતના આયુષ્ય.

સંધીક ૭ દીવસ, અંતક ૧૦ દીવસ, રૂગ્દાહ ૨૦, ચિતવીભ્રમ ૨૪, શીતાંગ ૧૫. તંદ્રીક ૨૫, કંઠકુબ્જ

૧૩, કર્ણક ૯૦, ભુગ્નનેત્ર ૮, રક્તષ્ટીવી ૧૦, પ્રલાપક ૧૪, જીંહક ૧૬, અભીન્યાસ ૧૬.

ઉપલા અવધિના દીવસો સમજવા એટલે અંત સુધીમાં અસાધ્ય થવાનો અવધી સમજવો.

એ ૧૩મા સાધ્યા સાધ્ય કેટલા.

સંધીક એ સુખ સાધ્ય જાણવો.

તંદ્રીક, કર્ણક, કંઠકુબ્જ, જીંહક, ચીતવીભ્રમ એ પાંચ કષ્ટ સાધ્ય માનવા. મહેનતે મટે એવા હોય છે અને બાકીના અસાધ્ય સમજવા. એટલે ઔષધથી પણ મટતા નથી.

ઉપલા તેર જાતના સન્નીપાતવાળા દરદીના લક્ષણ કેવાં હોય છે તે નીચે પ્રમાણેઃ—

## ૧. સંધીક સન્નીપાત.

આની ઉત્પતી થયા પહેલાં શુળ ઉત્પન્ન થાય છે, તરત લાગે છે, વાયુની વેદના આખા શરીરમાં થાય છે, કફ ઉપજે છે, ચીતમાં સંતાપ થાય છે, સાંધા છુટી જાય છે નબળાઇ લાગે છે, ઉંઘ આવતી નથી. આ ચીન્હો સંધીકના છે. એ સાધ્ય ગણાય છે.

## ૨. અંતક.

આખા શરીરમાં દાહ કરે, સંતાપ કરે, બેશુદ્ધી

કરે, ડોક સહીત માથું કંપાવે, હેડકી આવે, ખાંશી ઉત્પન્ન કરે, હીક આવે. આ ચીન્હ અંતકના હોય છે. એ અસાધ્ય છે અંતરૂપ છે.

## ૩. રૂગ્દાહ.

લવારો બડબડાટ જેવો કરે, મનને શરીરને પરીતાપ ઉપજાવે, તદ્દન બેભાન કરે, શીથીલતા આવે, ચકરી ફેર ચઢે, ગળું, ડોક તથા હડપચીમાં વેદના થાય, વારે વારે તરસ લાગે, શ્વાસ ચઢે, ઉધરસ થાય, હેડકીનું જોર વધે. આ રૂગ્દાહનાં ચીન્હ છે. એ અસાધ્ય છે.

## ૪. ચીતવિભ્રમ.

મગજમાં ધુન, આંખ વિકરાળ થાય, સંતાપ થાય, ભાન જાય, ગાંડપણ ઉત્પન્ન થાય, ઘડીમાં હસે, ગાય, નાચે, ફાવે તેમ લવે. આ ચિન્હ ચીતવિભ્રમના છે.

આ કષ્ટ સાધ્ય છે. એનો અવધી ૨૪ દીવસનો છે પણ તેટલામાં નહીં મટતાં લંબાણે પડી જાય તો છ માસ એક વરસ ને છેલ્લો ત્રણ વરસનો છે. માણસને આમાં દોષને બુદ્ધીના પ્રમાણમાં થાય છે, ગાંડા દીવાના થઇ જાય છે તે ઉપલા સન્નીપાતથીજ થાય છે ને એને એ નામજ આપી શકાય છે.

## ૫. શીતાંગ.

શરીર બરફના જેવું ઠંડું પડી જાય, કંપારો, (કંપરી) આવે, શોષ પડે, હેડકી આવે, શરીર લુલું થઇ જાય, અવાજ ખોખરો થાય, સુંઝવણ થાય, થાક ચઢે, શરીરના માંહેના ભાગમાં દાહ થાય, ખાંસી, ઉલટી, ઝાડો. આ ચીન્હો શીતાંગનાં છે. આ અસાધ્ય છે.

## ૬. તંદ્રીક.

આંખમાં ઘેન રહે છે, સુળ તાવ ને કફથી દરદી પીડાય છે, તરસથી પીડાય છે, અરૂચી, જીભપર કાતરા પડી તે કાળાશ રંગ ધરે છે, ઝાડો, શ્વાસ, ગ્લાની, ઝણુઝણાટ, કર્ણસુળ, બહેરાશ. આ ચીન્હો તંદ્રીકના છે. એ કષ્ટસાધ્ય છે.

## ૭. કંઠકુબ્જ.

કપાળ દુખે, ગળું દુખે, કંઠમાં કાંટા પડે, શરીરમાં આગ ઉઠે, બેશુદ્ધી, કંપ થવો, પીડા થવી, દાઢ ભીડાઇ જાય, સંતાપ થાય, લવરી કરે, મુર્છીત થાય. આ ચીન્હો કંઠકુબ્જના છે. એ કષ્ટસાધ્ય છે.

## ૮. કર્ણક.

કાનના મુળમાં વેદના થવી, કાન બહેર મારવો, બકવાદ કરવો, ગળું પકડાવું, શરીરમાં બધે કળતરના

માફક વેદના થવી, શ્વાસ, ઉધરસ, મોંમાંથી લાળ ગળવી, તાવ અચાનક ચઢી આવવો, સંતાપ થવો, કાન અને ગળામાં વેદના થવી, બીજાની ફીકર કરી બકવાદ કરવો. આ ચીન્હ કર્ણકનાં છે એ કષ્ટસાધ્ય છે.

એ અસાધ્યરૂપ પકડે છે કારણ એના અવધીના દીવસો લંબાણ છે એમાં સન્નીપાત મટયા પછીથી કાનના મુળમાં સોજો ભયંકર થાય તો અસાધ્ય થયો જાણવો વચમાં થાય તો કષ્ટસાધ્યને પહેલો થાય તો સાધ્ય ગણાય છે.

## ૯. ભુગ્નનેત્ર.

તાવથી અશક્ત થવું, સ્મૃતી ન રહેવી, શ્વાસ થવો, દ્રષ્ટી થરડાઇ જવી, બેભાન અવસ્થામાં લવવું, ભ્રમણા લાગવી, ધ્રુજારી છુટવી, સોજો ચઢવો. આ ચીન્હ ભુગ્ન-નેત્રનાં છે આ અસાધ્ય છે જલદી પ્રાણ લે છે.

## ૧૦. રક્તષ્ટાવી.

લોહીનો કોગળો ઓકવો, તાવ ચઢવો, ઉલટી થવી, તરસ લાગવી, મુર્છા આવવી, શુળ ફુટવી, ઝાડો અગર મરડો થવો, હેડકી આવવી, પેટ ચઢવું, ચકડોળની પેઠે ફેર ચઢવા, શરીરમાં બળતરાથી ઝણઝણાટ થવો, શ્વાસ ઉપડવો, મુખ, અહેરો, કેનીસાની નહીં ઓળખવી

કે સમજવી, જીભ કાળી કે લાલ થવી, અને તેનાપર કુંડાળાં પડવાં. આ ચીન્હો રક્તષ્ટીવીનાં છે એ અસાધ્ય છે. પ્રાણઘાતક છે.

## ૧૧. પ્રલાપક.

કંપારો, લવરી, સંતાપ, કપાળનો દુખાવો, મોટી મોટી વાતો કરવી, સ્વચ્છતાપર અતી પ્રીતી, ચીતમાં બીજાની ચીંતા થવી, બુદ્ધી નાશ થવાથી ગભરાટ થનો. અને ઢેગધડા વગરનો બકબકાટ. આ ચીન્હો પ્રલાપકનાં છે અસાધ્ય છે જલદી પ્રાણ લે છે.

## ૧૨. જીંહ્‌ક.

ઉધરસ થવી, દમ ચઢવો, સંતાપથી વીહ્‌વલ થવું, જીભ કઠણ થઇ ઉપર કાંટા કાંટા થઈ આવવા, કાને બહેર મારવી, જીભ ટુંકી થઇ જવી, મુંગા જેવું બોલવું, શરીર અશક્ત થઇ જવું. આ ચીન્હ જીંહ્‌કનાં છે એ કષ્ટ સાધ્ય છે.

## ૧૩. અભીન્યાસ.

મોઢાં ઉપર ચળકાટ આવવો, ઉંઘ આવવી, બેચેની અચેત પડી રહેવું, મહામહેનતે એકાદ બોલ બોલવો, શક્તી જતી રહેવી, શ્વાસ ચાલતો બંધ થવા જેવો ચાલવો, મોંમાં ચીકાશ. આ ચીન્હ અભીન્યાસના છે આ અસાધ્ય છે. તે તત્કાલ પ્રાણ લે છે.

## હારીદ્રક.

દેહ, નખ, નેત્ર, હાથ, પગ, હળદર લગાવ્યા જેવાં પીળાં થઈ જવાં, કફ, પેસાબ, ઝાડો પણ પીળાં રંગના થવાં. ચઢાઉ તાવ, એ ચીન્હ હારીદ્રકનાં છે એ અત્યંત અસાધ્યય છે.

આ સન્નીપાત કવચીતજ થાય છે. માટે એનું પ્રકરણ ગ્રંથકારના તેર ભેદથી બહાર છે.

## સન્નીપાતનો અવધી.

સન્નીપાત થયા પછી ૩, ૫, ૭, ૧૦, ૧૨, ૨૧ આટલા દીવસો પસાર થયા એટલે શુદ્ધ થઈ રોગી બચી જાય છે. ઉપલા દીવસો ભારરૂપ સમજવા.

**આઠ જવરમાં સાતના ભેદ કહેવાયા ને આઠમો**

## આંગનતુક જવર.

આ આઠમો જવર આંગનતુક દોષના કોપ થયા વીના આવે છે કારણ પ્રહારથી, (વાગવાથી,) પડવાથી, કામથી, ક્રોધથી, ઝેરથી, ભયથી, ચમકથી, સાપથી, ભુતાદીદોષથી ગુસ્સાથી, શ્રમથી, વીગેર બહારના કારણોથી આવે તે આંગનતુક જવર કહેવાય છે. આ તાવ જે કારણથી

આવ્યો હોય તે કારણની સાધારણ ચીકીત્સાથી શાન્ત થઇ જાય છે.

## વીષમ જ્વર.

### વિષમ જ્વરના પાંચ પ્રકાર છે.

કારણ—તાવ ગયા પછી દોષ શાંત થયાં પહેલાં દવાના જોરથી બળાત્કારે અટકાવી દેવામાં આવે છે. તેના રહેલા દોષ તથા અહાર વીહારની બેદરકારી વીગેરેથી પાછો ઉથલો મારીને પાછો તાવ આવે છે ને તે આઠ દશ ને બાર દીવસ અણ ઉતાર ધીકેલો રહે છે તે વીષમ જ્વર કહેવાય છે.

### વીષમ જ્વરના પાંચ પ્રકાર.

૧ સંતત જ્વર અણઉતાર ઉતરતો નથી.
૨ સતત જ્વર બાર કલાકે આવે તે.
૩ એન્યેદ્યુષ્ક જ્વર ચોવીક કલાકે આવે તે (રોજીયો)
૪ ત્રતીયક જ્વર ત્રીજે દીવસે આવે તે એકાંતરીયો.
૫ ચાતુર્થીક જ્વર ચોથે દીવસે આવે તે ચોથીયો.

## જીર્ણજ્વર (હાડજ્વર)

એકવીસ દીવસ તાવ આવી નરમ પડે એવા તાવો ગયા પછી જે ઝીણો તાવ હાડમાં રહી જાય છે તે

જઠરાગ્નીને મંદ કરે, ઉગ્ર કરે ને લંબાણે પડી જાય છે તેને જીર્ણજવર કહે છે. (હાડીયો)

એ જેમ વધુ મુદ્દતનો જુનો થાય તેમ ધીમો થતો જઇ હાડમાં ગુપ્ત રૂપે રહે છે. એ વીષમ જવરનો પ્રકાર છે. વીષમ જવર જેવા ઉથલા મારવાથી આવતા તાવમાં જીર્ણરૂપથી રહી જવાનો ખાસ ગુણ છે, એ વીષમ જવરનું જીર્ણરૂપ કહીયે તોપણ ચાલે એ લંબાણે પડે છે તે ધ્યાનમાં ન રહે ઉપચાર થાય નહીં. અહાર વીહારનો નીયમ રહે નહીં. તો બરોળ, સોજા, કૃશતા, લુખાશ વીગેરે ખરાબ લક્ષણ ઉત્પન્ન કરી રોગી કરી દે છે ને પછી કફ વીર્યને વીગેરે દ્રવ્યો દુષીત કરીને રોગને કષ્ટ સાધ્ય કરી દે છે.

# જવર મુકતીનાં લક્ષણ.

કોઈપણ તાવ આવ્યો હોય તેને અટકવાનો વખત થાય ત્યારે નીચે લખેલાં લક્ષણો થાય છે એ લક્ષણયુક્ત દરદી સાજો થયો સમજવો, પસીનો થાય, શરીર હલકું પડે, માથામાં ચેળ આવે, હોઠ બહારથી પાકી જાય, છીંક આવે, અન્નપર રૂચી થાય, થાક, સંતાપ મટી જાય, ઇંદ્રીયો નીર્મળ થાય, સ્મૃતિ પુર્વની હોય તેવી

થાય, બળ હોય તે પ્રમાણુસર વધવા લાગે, આ જ્વર મુક્ત થયાનાં લક્ષણો છે.

વીશેષમાં બળવાન માણુસ તથા થોડા દોષવાળો માણુસને શ્વાસ, જ્વર વીગેરે ઉપદ્રવો પણ સાધ્ય હોય છે.

# કોઈપણ જ્વરના અસાધ્ય લક્ષણો.

જેના લક્ષણો ઘણા હોય છે, તથા તાવ આવતાંજ એકાદ ઇંદ્રીય નાશ પામે કર્ણચક્ષુ અંધાપો વીગેરે હૃદયની આગ, શ્વાસ, શરીરે સુરક, અનીમીત તાવનું આવવું, રોમાંચ થયા કરે, આંખો રાતી થઈ જાય, હૃદયમાં ગાંઠ બાઝી હોય એમ લાગે અગર પીડા થાય, નાકેથી શ્વાસ લઇ શકે નહીં, હેડકી, વીકરાળ તરસ, કાન્તી ફરી જાય, પહેલે પહોરે મળશખે સવારે, વીકરાળ તાવ ચઢે, સાંધા છુટી જાય, મુર્છા આવે, જેને સવારમાં મુખપર પસીનો પુષ્કળ આવે, શરીર ચીકણું લાગે, કપાળે પસીનો ચીકણો શીતળ થંડા થાય, શરીર થંડુંગાર થઇ જાય, વીગેરે લક્ષણો ગંભીર (ભયંકર) સમજવાં.

એક ચીન્હવાળાને કદાપી મટવા આશા રહે કે મટે પણ છે પણ આવાં બે ત્રણ ચીન્હ ભેગાં જણાય ત્યારે પ્રભુ ઇચ્છા થઇ પડે છે.

# જવરના ઉપાય સંબંધી સુચના.

તાવના દરદી માટે લખેલા ઉપાયો કામ આવવા કવચીતજ બને છે. ને લખેલા ઉપાયપર શ્રદ્ધા રહેતી નથી. તે વૈદ્ય સીવાયનાથી ચીકીત્સા તથા નીદાનમાં પણ સમજ ફેર થઈ જાય તેથી ઉપાય કરતાં પણ ફળદાયક નીવડતા નથી.

માટે આમાં ઉપાયોનો કોષ આપ્યો નથી પોતાના વીશ્વાસુ વૈદ્ય પાસે અગર પોતાના જે ખાત્રીપુર્વક ઉપાય હોય તેની યોજના કરવી

પણ પોતે પણ જવરના ભેદને વાંચી સમજપર લઈ ધ્યાન રાખવું આપણે સહુ મનુષ્ય વધુ નહીં તો થોડું પણ સમજી શકીયે તો પોતાની ભુલથી કામ બગડતું નથી.

આ લખેલ ટુંક વીગતની નોંધમાં કાંઇ બીજો રસીક વાદ કે નોવેલ જેવો રસ પડે એમ નથી પણ પુર્વ ફળ રૂપ મનુષ્યદેહ ઉત્તમ અમુલ્ય શરીર સંબંધી ખાસ શસક્ત રહેવા (નીરોગ) રહેવા વીગેરે અપુર્વ લાભ મળે એવા લેખ વાંચવામાં બરાબર ધ્યાન આપવું એ મનુષ્યનું ખરૂં ને પહેલું કતવ્ય છે.

# અગત્યની સુચના.

૧ પથ્ય પાળવું, નીયમીત ખોરાક લેવો જે કારણો કહ્યાં છે તેમાંથી શુભ કારણો પ્રમાણે વર્તવું.

૨ રોગ ઉપદ્રવ થવાનાં કારણો તજવાં, લંઘન કરવાં. હલકો ખોરાક લેવો, કાંજી, દુધ, ભાત, વીગેરે ખોરાક જેનાથી લંઘન નહીં થાય તેને લંઘન બરાબર છે.

૩ મળના વેગને રોકવો નહીં, પેશાબના વેગને રોકવો નહીં, અપાનવાયુના વેગને રોકવો નહીં.

વમનના વેગને રોકવો નહીં.
છીંકના વેગને રોકવો નહીં.
ઓડકારના વેગને રોકવો નહીં.
ભુખના વેગને રોકવો નહીં.
તરસના વેગને રોકવો નહીં.
નીંદ્રાના વેગને રોકવો નહીં.
અશ્રુના વેગને રોકવો નહીં.
શકતી ઉપરાંત કામ મમતથી કરવું નહીં.
પેટ પંપાળીને ખાવું નહીં.
મીષ્ટન્ન મર્યાદાથી જરાપણ વધારે ખાવું નહીં.

ક્રોધ વારેવારે થયા કરે એ આત્માનો ને દેહનો જલદી નાશ કરે છે.

કમાશી વીષય વાસના દબાવવી, મનપર અંકુશ રાખવો.

મોહ અટકાવવા દરરોજ ખ્યાલ રાખવો.

મનની બળત્રાનો સ્વભાવ હોય તે છોડવા દરરોજ પ્રયત્ન કરવો.

કોઈની અદેખાઈ કરવાની ટેવ હોય તેને અટકાવવા દરરોજ પ્રયત્ન કરવો.

અભીમાન ઓછો કરવો એ પણ શરીરના નાશને કરવાવાળો છે.

પ્રમાદ બીલકુલ રાખવો નહીં.

કટુવચનનો ઉચ્ચાર કરતાં વીચાર કરવો.

મોહોંમાંથી મધુર વચન બોલવાની ટેવ પાડવી.

શકતી ઉપરાંત ભડાસ મારવી નહીં એ પણ દેહને તથા આયુષ્યને ક્ષીણ કરે છે.

કંકાસપર પ્રીતી મમત્વ રાખવું નહીં.

મનને નબળું કરે એવા વીચારો અતી કરવા નહીં.

મનની સ્થીતીપર શરીરનો મોટો આધાર છે.

મનોબળ એ શરીરને ચલાવનાર સાધન મુખ્ય છે.

સારા વીચારો શરીરને પુષ્ટી આપે છે.

નબળા વીચારો શરીરને કૃશ કરી દે છે.

શરીર સારૂં હશે તો સુકો રોટલો ખાઇને આનંદ મનાશે.

શરીર બગડયાની બેદરકારી સીરા પુરી ખાવાને પણ ના પસંદ કરશે માટેજ મનનું નબળાપણું એ શરીરનું દુબળાપણું જાણવું.

તમારી પ્રજા પુત્ર કલત્ર નીરોગ બનાવવા તમારાથી બનતો પ્રયાસ કરો.

ખોરાક સાદા ને હલકા વાપરવા શીખો.

બ્રહ્મચર્યથી આત્મોન્નતી થાય છે.

બ્રહ્મચર્યથી બુદ્ધીબળ, શરીરબળ અને મનોબળ ખીલે છે.

બ્રહ્મચર્યથી દીર્ધાયુષી થવાય છે.

બ્રહ્મચર્યનો પ્રભાવ ઘણો ફળદાયક છે.

બ્રહ્મચર્યથીજ હરેક સંસારના ધારેલા યોગ સાધી શકાય છે.

ધારેલા યોગ ફળદાયક નહીં નીવડવાનું કારણ બ્રહ્મચર્ય છે.

સદાચાર નીરમળ (વીકાર રહીત) રાખવાથીજ બ્રહ્મચર્ય ટકે છે.

નહીં ટકવાનું કારણ વાદવીવાદમાં પણ હાલ વીહારના શંગાર હોય છે.

વાદવીવાદ પણ ઉત્તમ પ્રકારના વીષયોનાં હોવાં જોઈએ એજ સત્સંગ છે ને એનો પ્રભાવ ઉત્તમ મનાવાનું કારણ એજ છે.

## ઉપચાર પદ્ધતી સુચના.

૧ આપણા દેશના રોગ તાવ આપણા દેશના નીદાન ચીકીત્સાથી શાન્ત થવા જોઇએ.

૨ તેમ નહીં થવાથો શરીરના દોશ રોગના મુળ દોશ શુદ્ધ થતા નથી.

૩ જ્યાંસુધી રોગના દોષ શુદ્ધ થતા નથી ત્યાંસુધી રોગ દુર થયો એમ માનવું ભુલ ભરેલું છે.

૪ એવી ભુલોના પરીણામે માણસના શરીર સાથે દોષોનો ઘાઢો સંબંધ થઇ જાય છે.

૫ તે રૂતુ ફેરથો, હવા ફેરથી, ખોરાક ફેરથી ને વાતાવરણમાં થતાં ફેરફારોથી પણ અનેક રૂપમાં પ્રગટ થઇ શરીરને દુઃખ કરે છે.

૬ થયેલી ભુલ સ્વભાવીક રીતે ધ્યાનમાં રહેતી નથી.

૭ માણુસ કંટાળા ભરેલી સ્થીતીથી ઉપચાર કરે છે.

૮ ઉપચારપર તીરસ્કાર આવવાનો પણ એક રીવાજ છે.

૯ આથી કંટાળામાં ટાઇમ લંબાતાં જીર્ણરૂપમાં રોગ વધી પડે છે.

૧૦ પછી સદવૈદ્યને પણ વીચાર ભરેલું ને ઘણી મુદતે ફળદાઇ નીવડે એવું રોગનું રૂપ થાય છે.

૧૧ સેજ બેદરકારી કે ભુલ કે પ્રમાદ વીગેરેથી ઉપચાર પદ્ધતીની ખટખટ કંટાળા ભરેલી લાગે છે.

૧૨ પણ જાણવું જોઇએ કે આપણા દેશની ઉપચાર પદ્ધતી જેટલી કઠણ છે તેટલી લાંબો કાળ ફાયદો ટકાવી રાખવા શકતીમાન છે.

૧૩ ઉપચાર ખટપટ પડે એવા કે મહેનતવાળા અનુપાનયુકત કઠણ હોય છે તેવા ગુણો ઘણા વખત પહોંચે એવા સંગીન હોય છે.

આ ઉપર આપેલા વીષયોનું મનન કરવાથી મનની ગતી ભ્રમીત રહેવાનો સ્વભાવ સુધારવામાં સારૂં કામ કરશે. માટે દરેક માણસે પ્રીતીપુર્વક ઉપયોગ કરી એનો લાભ લેવો.

શરમથી ચોપડી લઇ મુકી રાખવી એ ઠીક નહીં. પણ આઠ દશથી પંદર દીવસ સુધીમાં પણ એકવાર વાંચવા ભલામણ છે. ને બે કલાક વાંચવામાં રોકાણ થશે પણ યાદ રહેવામાં ઘણા કારણથી ઉપયોગી થઇ પડશે.

પથ્ય એટલે પરેજી પાળવામાં આવે તો ઔષધ વગર પણ વ્યાધી મટે છે પણ પરેજી નહીં પાળવામાં આવે તો સેંકડો ઔષધોથી પણ વ્યાધી મટતો નથી.

નીઘંટ રત્નાકર

દોહરો.

પથ્ય પાળતાં રોગીને શું ઔષધથી કામ,
પથ્ય ન પાળે રોગી તો કરે શું ઔષધ કામ.

આગળના પુરાતની રીવાજ એવા હતા કે તાવ આવ્યે પાકો થવા દેવાનો રીવાજ હતો, એ વૈદ્યકશાસ્ત્રની આજ્ઞાનોજ રીવાજ હતો, બેદોષવાળા તાવને વૈદ્યકશાસ્ત્રકારોએ પાંચ, સાત, નવ ને દશ આટલા દીવસ વીત્યા બાદ ઔષધોપચાર કરવા ફરમાવ્યું છે.

હાલના રીવાજથી એ સુત્ર માનવામાં આવે એવું નહીં લાગવાથી જવરના પ્રકારોમાં એને દાખલ કરવામાં આવ્યું નથી, પણ પાછળ દર્શાવવામાં પણ એ કોઇ સમજુ માણસને ફળદાઇ થશે એમ ધારી બે શબ્દ લખ્યા છે.

એ શીવાય તાવમાં બાફ લેવો એ રીવાજ પણ હતો તે થોડો થોડો રીવાજ હજુપણ હયાત છે.

એ સીવાય ઉપવાસ એટલે લંઘન એ પણ ખાસ ધ્યાન આપવા જેવો ને દરેકને ફળદાયક જવરના દોષ

ને જલદી આરામ કરનાર રીવાજ (નીયમ) છે તે આગળ ઘણોજ પ્રચલિત હતો હાલમાં તો કોઈ જગ્યાએ જોવામા આવે છે.

બીજું અગત્યનું લખવાનું યાદ આવતાં તે વચ્ચે લખવું પડે છે કે હાલના માણસોને લંઘન કરાવવાનું કહેવામાં આવે તો કહેનારનું હાસ્યમાં નીકળી જાય છે. ભુખે તે મરાય કે, ગાંડા છો. આ શબ્દો એકદમ હાજર જવાબમાં પાછા આવીને વાગે છે.

એ વાત સમજુ માણસને હાસ્ય થવા જેવી આજ કાલની નાજુકડી સૃષ્ટીની છે.

આપણાથી ઉપવાસ ન થાય,
આપણાથી ચાલતા નહીં જવાય.
આપણાથી જમીને તુરત સુઇ જવાય.
આપણને ચાહ વીના ચાલેજ નહીં.

આપણને ચટણી અથાણા શાક તીખા ખાટા વીગેરે પદાર્થ ખાદ્ય વસ્તુના બરાબર વજનથી જોઇએ.

આ આપણી ખાશીયતના મુળ પાતાળ સુધી ગયાં છે.

તેને અટકાવો એમ લખવું એ કોઇ એકનેજ શ્રેયસ્કર થશે એમ લાગે છે પણ એકજ માણસને એ સંબંધી ચટક લાગે તો એ બીજ રોપાયું ગણાય એથી પણ સંતોષ માનીશ.

કારણ એક જણ અનેકને જાહેરાત આપે ને અનેક-માંથી વળી કોઇ બીજા પણ નીકળી આવે તો તંદુરસ્તી ઉપર ઘણો સારો ફાયદાનો ઉપકાર થાય એનાથી બધા સ્વાર્થ સધાય છે.

હવે આટલું કહી વીરમીએ છીએ.

વાંચક વર્ગને કોઇપણ શબ્દ ભારી અગર ઠપકારૂપ લાગે તો તેમ માનવાનું કારણ નથી કારણકે એ બધુંજ ઉપયોગી છે એમ માની ક્ષમા આપશે.

હવે આ બાબતમાં ચીકીત્સા એટલે ઉપચાર પદ્ધતીની જરૂર હતી પણ લંબાણ થવાના ભયથી આ ફકત જાણીને યાદ રાખવું એ વીષયપર કંટાળારૂપ નહીં થાય માટે ટુંકામાં ધારી લંબાણ થવાના ભયથી ઉપચાર લખ્યા નથી.

સમય મળેથી તે પણ વાંચક વર્ગ આગળ કોઇવાર હાજર કરવામાં આવશે.

ઉપચાર એવા હોવા જોઇએ કે દરેક ઘરમાં ગામમાં મળી શકે.

ને દરેક સમજી શકે કરી શકે એવાને જથામાં વધારે હોય એવા કામ આવે એમ છે માટે એને વીલંબ થાય એમ છે પણ બનતી ઉતાવળે શોધખોળ કરી બહાર પાડવામાં આવશે. અસ્તુ.

# સુવર્ણ માલતી વસંત.

જીર્ણજ્વર, શુક્રરોગ, ધાતુક્ષય, શ્વાસ, ખાંસી, વાયુ, ગુલ્મ, ધાતુગત જ્વર, હરસ, પ્રદર, ગર્ભાધાન સ્થાપક, તથા સ્થંભક, હવાપાણી લાગવાથી થતા દરેક રોગપર સગર્ભા સ્ત્રીને દરેક રોગમાં ઉત્તમ.

તોલા ૧ની કીંમત રૂા. ૧૬.

# મહા સુદર્શન ચુર્ણ.

સર્વ જ્વરમાં ઉત્તમ છે. કમળો પાન્ડુ, જીર્ણજ્વર, હાડજ્વર, આંગનતુક જ્વર, બેદોશવાળા તાવ, ત્રીદોશ જ્વર, ધાતુગત જ્વર વીગેરેમાં ઉત્તમ છે.

ડબ્બા ૧ની કીં. રૂા. ૦ાા.

# હીંગાષ્ટક ચુર્ણ.

વાયુ, બાદી, આફ્રો, શુળ, ઝાડા, આમ, મરડો, મંદાગ્નીપર ઉત્તમ છે.

ડબ્બા ૧ની કીં. રૂા. ૦ાા.

# શક્તિની ગોળી.

દરેક જાતની નબળાઇને દુર કરી કાયમને માટે શક્તિ આપે છે.

કીંમત રૂા. ૧.

# દ્રાક્ષાશવ.

શીતળ, લહેજતદાર પીણું, ખાંશી, શ્વાસ, ક્ષય, મંદાગ્ની, સંઘરણી, હરસ, ઉદાવર્ત ગોળો, કૃમીરોગ, કોઢ, નેત્રરોગ, લોહી બીગાડ, વ્રણરોગ, માથાનાં દરદ, ગળાંના રોગ, જ્વર, આમ, અજીર્ણ, પાંન્ડુ, કમળો વીગેરે રોગોને જડમુળથી મટાડે છે.

બાટલો મોટો કીં૦ રૂા. ૨.

બનાવનારઃ—**નાથુભાઇ નરસીંગદાસ વૈદ્ય**